# મંદિરને પગથિયે

શારદાપ્રસાદ વર્મા



આઠ આના

યુગાન્તર કાર્યાલય
ગોપીપુરા · સુરત

આવૃત્તિ પહેલી

માર્ચ '૪૩

પ્રા. વિજયરાય વૈદ્યના ચેતન, કૌમુદી, તેમજ નવચેતન વગેરેમાં પ્રગટ થયેલા અને અડધા ઉપરાંત અપ્રગટ લેખો આમાં સંગ્રહાયલા છે. આ ચોપડી કદમાં મોટી અને રૂપરંગે સોહામણી કરવા વિચાર હતો પરંતુ 'નોંધપોથીના પાનાં' વગેરે કેટલાક લેખો ગેરવલ્લે પડ્યા અને અત્યારની કાગળની અછત અને કાળી મોંઘવારીમાં એ થઈ શકવું અશક્ય. એટલે એ ભવિષ્ય પર મુલતવી રહે છે.



# પ્રભો ! એવું જીવન આપ

એક પુષ્પ
ઉર્વીને આંગણે
સહસ્ર પાંખડી પ્રસારી
ઇન્દુકલા સમ ખીલ્યું ને
સારા ય વન પ્રદેશને
નિજ પરિમલથી ભીંજવ્યું;
મધુમક્ષિકાને મધ દીધાં,
રસ રસિયાને સૌરભ દીધી,
કવિને ગીત પ્રેર્યાં,
તત્ત્વજ્ઞાનીને વિચાર સ્ફુરાવ્યા,
અને અંતે દેવપૂજા અર્થે
જન્મદાતાથી જુદું થયું ને
નિજ પ્રાણ સમર્પણ કીધા.
પ્રભો ! એવું જીવન આપ.

એક વૃક્ષે
ઘનઘોર ઘટા રચી
ગૃહવિહોણાને આશ્રય દીધા,
સંસારતપ્તના તાપ હર્યા,
સૌરભમય શીતલ વાયુ પ્રસરાવી
આનંદવિહોણાને આનંદ અર્પ્યા,
દુઃખિયાને દિલાસો દીધો,
ટાઢથી ઠુંઠવાતાને સંતોષવા
નિજ દેહ બાળી.
પ્રભો! એવું જીવન આપ.

એક પક્ષી હતું,
ઘડીએ ઘડીએ કલ્લોલતું.
નિજ પાંખ પ્રસારી
કળા કરતું, નાચતું, ઊડતું
અમારા બાગની શોભા સમું
ગીતો ગાતું.
દુઃખિયાનાં દુઃખ હરતું
ને અન્તે વ્યાધના બાણે
ક્ષુધા શાતાર્થે
નિજ પ્રાણ દીધા.
પ્રભો! એવું જીવન આપ.

# અભિલાષ

જગદુદ્ધારિણિ !

અરે, પાંખો પણ પાંગરી નથી છતાં ય ઉડવા પ્રયત્ન કરતાં પક્ષી જેવી મારી સ્થિતિ છે.

જીવનનું નૈવેદ્ય તારે ચરણે લઈને હાથ લંબાવી રહ્યો છું....

—આટલી પ્રાર્થના સાંભળશો ?

ગુલાબના ફૂલની જેમ અભીપ્સા ખીલી રહે,
અવિરત ઉડતા ફૂવારાની પેઠેમ તારી સ્મૃતિ રહે,
ને શૂન્ય હૃદયમાં એક જ્યોતિ જલે.

卐

મને એક ગીત આપજે
—બસ એક જ ગીત.
ભલે ને, તે ઊર્મિવિશાળું હોય
—પણ અક્ષરે અક્ષરે તારી પ્રેરણા અને સ્મૃતિ ટપકતી હોય.

૨

અનેક વાદળાં આકાશને છાઈ રહે છે. કોઈ ગર્જના કરે છે, કોઈ વિદ્યુત્ ચમકાર કરે છે. કોઈ વરસે છે.

પણ વરસતી વાદળીએ બધી જ ખેતરમાં વરસતી નથી. કોઈ ચાતકની તૃષા છીપાવે છે, કોઈ સ્વાતિબિંદુ થઈ, માછલીના મુખમાં જઈ મોતી બને છે, કોઈ રસભર્યાં કણો ઉત્પન્ન કરે છે.

બધી વાદળીનાં લલાટે તે લખાયું નથી.

–પણ કોઈ પણ ગ્રીષ્મના ઉકળાટથી તપ્ત થયેલાંને શાંતિ તો અર્પી શકે છે ને!

એવું અજાણ્યું સમર્પણ સમું યે જીવન જીવી જીવાય તો યે બસ, નહિ?

૨૪૦૬૯

૩

પુષ્પો તો અનેક ખીલે છે.

–પણ પૂજનથાળમાં તો થોડાંને જ સ્થાન મળે છે. એ થાળમાંથી થોડાં કોઈ ભાગ્યશાળીના લલાટે કુમકુમ અક્ષત સાથે વિરાજે છે. થોડાં ભગવાનના પાદપંકજે ભક્તિ સાથે સમર્પાય છે.

બીજાં ફૂલો તો છોડ પર રહે છે.

–તેમાંથી કોઈ લાવણ્યમયીની વેણી સોહાવે છે. કોઈ સુંદરીના દેહને દીપાવે છે ને સુવાસ અર્પે છે. એ પરમ ભાગ્ય પ્રાપ્ત કરી કરમાઈ જાય છે.

થોડાં ફૂલોને માળી ઉતારી જાય છે ને તેનો અર્ક કાઢે છે. એ અત્તરની–આત્માના નીચોડ સમી ફોરમ કેટલાક કાળ ફોરે છે.

પણ તે ય બધાંના ભાગ્યમાં સરજાયું નથી.

ભલે, લલાટે તે ન લખાયું. પણ કોઈ વન ઉપવનમાં એકાકી ખીલીને સૃષ્ટિનું સૌન્દર્ય તો તે શણગારે છે. અદીઠ અજાણ્યે સ્થળેથી ચોપાસ પરિમલ પ્રસારી શકે છે. એ એની અવિરત પ્રાર્થના–પૂજા છે.

એ સૌરભ અને સૌન્દર્યની જાણ જગતને થાય તો યે શું? ન થાય તો યે શું? વિશ્વશક્તિને અર્પાયલું મૂંગું સમર્પણ શું ઓછું મૂલ્યવંતું છે?

## શા માટે ?

જ્યારે અનંત આકાશપટ પર સનાતન કળાકાર માનવકલ્પનાથી પર ચિત્રો ચીતરે છે;

જ્યારે પ્રેરણા પાતી સંધ્યા નિતનિત અવનવાં રુપ ધરે છે;

જ્યારે હૃદયરાજને સત્કારવા અનંત દીપકોની દીપમાળ પૂરી હોય એવા નવલખ તારા ઝગમગે છે;

જ્યારે સુધા ઝરતો શશી કલ્પનાના અનેકધારા ફૂવારા ઉડાવે છે;

જ્યારે સરિતાની ઊર્મિ, સાગરનાં મોજાં, પક્ષીનાં કિલકિલાટ, પવનની લહરી એ લહરી ગીત ગાયાં કરે છે;

જ્યારે વિશ્વના ગર્ભમાં અનંત સૌન્દર્ય અને રહસ્ય અણુખેડ્યાં પડ્યાં છે.

ત્યારે યે—

મને ગ્લાનિ શે ઉદ્ભવ્યા કરતી હશે ?

૨

શા માટે ?

આવી કારમી કસોટી, આવી પલપલની ચકાસણી શા માટે ?

સૌ કોઈની તો તું એવી કસોટી કરતો નથી. સોપાન પછી સોપાન, એક પછી એક ધીરેધીરે ચઢતો હતો. પણ એ પગથિયાં એક પછી એક કંઈ કેટલા ય તેં ઉતરાવ્યા.

શા માટે ?

—અને શા માટે ?.......

એવા તો અનેક પ્રશ્નો અષાઢનાં વાદળાંની જેમ એક પછી એક આવે છે ને અંધકાર છવાતો જાય છે.

એક દિવસ તારી એ ભેટ માની સહી લેવાતું. એક દિવસ મિશ્રિત લોખંડને તપાવી, તપાવીને વિશુદ્ધ કરે છે એમ મારા અહંભાવને લાગતું. તારી મંગલ-યોજનામાં ક્યાંક નાના શા નિમિત્ત થવાનું પરમ ભાગ્ય તો એ રીતે કાં ન સર્જાતું હોય ? તારું અલ્પ સાધન તો ઘડતો નહિ હોય ?....

પણ એ પરમભાગ્ય તો તું જેને વરે તેને !

ને એ રહસ્યકથાનો ઉકેલ પણ તારી કૃપા આધીન !

તો પછી નિયતિને નત મસ્તકે જીવનનું સુકાન સોંપી દઈ, માયાવી જગન્નાટકના ઇંદ્રજાલ સમા એક પછી એક ઊપડતા અનંત પડદા જોયાં જ કરવાનાં....×

૩

લાંબા લાંબા હાથ ઉછાળીને ઘોર ગંભીર સાદે સમુદ્ર કોને બોલાવી રહ્યો છે?

ઊંચે અને ઊંચે, દૃષ્ટિ પહોંચી ન શકે એટલે ઊંચે ડોકિયાં કરીને પર્વત કોને શોધે છે?

સૂર્ય, ચંદ્ર, અનંત તારાનો અપ્રતિમ વૈભવ ધારણ કર્યાં છતાં ઊંડી ગહનતામાં આકાશ શા માટે અવગાહન કરી રહ્યું છે?

—કે પરમ મૌન ધારીને કોઈની પ્રતીક્ષા કરી રહ્યું છે?

# સૌન્દર્યનો કેદી

કાળ—મહાન જળધોધની જેમ વહ્યો જાય છે. એ જરા થોભતો નથી. એને કોઈની દયા નથી, દરકાર નથી. અમર થવા ઇચ્છતા માનવીનો એ ઉપહાસ કરે છે.

છતાં સૌન્દર્ય પાસે એની ગતિ થંભી જાય છે. અદ્ભુત પ્રણય આગળ એની નિષ્ઠુરતા સરી જતી લાગે છે.

એ જરા અટક્યો છે. તાજમહેલ હતો તેવો ને તેવો ઊભો છે.

કાળની પ્રેરેલ વિનાશકતા અને વિસ્મૃતિમાં અનેક મહાન રાજ્યો લુપ્ત થઈ ગયા. પણ પ્રણય-મસ્તીભર્યાં શહાજાદાંના વિરહઅશ્રુની મૌનમૂર્તિ સમો તાજ ઊભો છે.

તેનાં સૌન્દર્યથી મુગ્ધ થઈ, પુષ્પનો બંદી ભ્રમર બને તેમ કાળ એ કલાકૃતિનો-સૌન્દર્યનો કેદી તો નહિ બન્યો હોય!

# ભક્તિ

પ્રભુ ! તને શોધવા કેટલાય ફાંફાં મારી રહ્યા છે.

પંડિતોએ વાદ કર્યા, તર્ક અને ન્યાયના સિદ્ધાન્તો નિચોવી નાખ્યા.

વિજ્ઞાનીઓએ ઝાડ અને પ્રાણીમાં તને જોવાને વિધવિધ પ્રયોગો આદર્યા.

પ્રાણાચાર્યોએ પ્રાણ અને દેહ દમ્યા, પણ તું કોઈને ન લાધ્યો.

કવિએ કંઈક દર્દભર્યાં કાવ્યો લખ્યાં, તો યે તેને તારી ઝાંખી જ ઝાંખી થઈ.

પણ પેલા પ્રેમીનું હૃદય તો તારા વિરહે ઓગળી ગયું અને એ હૃદયરસથી એની આંખ્યો ધોવાઈ ગઈ ત્યારે ઓ નાથ ! એને તારાં દર્શન લાધ્યાં.

૨

પ્રભુ ! જો તું મને જન્મ આપે તો વ્રજની રજ સરજાવજે કે તારા ચરણોનો સ્પર્શ નિતનિત થાય,

વનમાં ક્યાંક એકલો અટૂલો વધ્યો જતો વાંસ બનાવજે, જે'ની વાંસળી થઈ તારાં ચુંબનથી મારૂં જીવન ભરૂં,

વન વન ઉડતા મોરની એક પીંછ માત્ર સર્જજે કે તારા મુગટમાં રહી, તારી અલકલટ ચૂમી શકું :

અરે, એક નાની ગુંજારૂપે જન્માવજે, તેને વીંધાવજે કે તારા કંઠમાં બિરાજી શકું,

તારા બાગના એકાદ ફૂલરૂપે અવતરાવજે કે જતાંઆવતાં તારા વસ્ત્રથી ફરફરતો પવન મને સ્પર્શ,

મને પીસીને કંકુ કરજે કે તારા કપોલને અડકી શકું,

મને બાળીને કાજળ કરજે કે તારાં નેનોનું અંજન થાઉં.

# પ્રિયતમાને દ્વારે

તે નહોતું બ્રાહ્મમુહૂર્ત કે જ્યારે ઓમ્‌નું ગુંજન કરતા મુનિજનો સમાધિસ્થ થાય; તે નહોતી વસંતના શુકલપક્ષની રસવતી રાત્રી કે જ્યારે વ્હાલાના વિરહ ઘડી યે ના સહેવાય. તે તો પ્રખર મધ્યાહ્નનો સમય હતો જ્યારે વિશ્વવાટિકાની વહુયડીઓ તપતી હતી ને કુંજનિકુંજમાં પુષ્પના પરાગ સુકાયા હતા.

તે ટાણે પ્રિયતમાને મળવા મેં પ્રયાણ આદર્યું. મારા સાથીઓએ આ પ્રખર તાપમાં જવા ના કહી પણ પ્રેમઘેલો તે માને ?

થોડે દૂર ગયો ન ગયો ત્યાં તો અકાળ વર્ષાની ધોધમાર હેલી વરસી ને હું ભીંજાયો.

હું આશાભેર, શ્વાસભેર પ્રિયતમાને દ્વારે દોડ્યો; પરંતુ દ્વાર બંધ દીઠાં. મેં ઉત્સાહમાં ને ઉત્સાહમાં દ્વાર ઠોક્યાં. રૂપેરી ઘંટડી સમા સાદે તેણે પૂછયું, "કોણ છો ?" મેં ઉત્તર દીધો, "એ તો હું." પરંતુ દ્વાર ન ઉઘડ્યાં. હું આશાભેર બેસી રહ્યો.

ધીરે ધીરે વાદળાં વિખરાયાં–પ્રિયતમાની વાડીનાં પર્ણો મૌક્તિકોથી અલંકૃત હોય અને લતાઓએ સપ્તરંગી માળા પહેરી હોય એવું સૌન્દર્યભર્યું વાતાવરણ થઈ રહ્યું.

'પ્રેમ એ જીવન છે, પ્રેમ એ પ્રભુ છે, પ્રેમ, પ્રેમ, પ્રેમ' ગાતું સારસ યુગલ ઊડતું હતું પૃથ્વીએ પ્રભાકરને આલિંગવા નિજ કર લંબાવ્યા ને તે દોડતો પ્રિયતમાના આલિંગનમાં સમાઈ જતો હતો, ત્યારે મેં દુઃખી થઈ ફરી દ્વાર ઠેલ્યાં.

વીણા સમા સાદે તેણે પૂછ્યું, "કોણ છે?" મેં ઉત્તર દીધો "એ તો હું." પરંતુ દ્વાર ન ઊઘડ્યાં ને હું આશાભેર ત્યાંજ બેસી રહ્યો.

નિજ પતિદેવને નિહાળતાં પોયણીઓ પ્રફુલ્લ થઈ, હૃદયની સોએ પાંખડીઓ પ્રસારી. રજનીએ પય સમાં શ્વેતાંબર સજ્યાં ને સૃષ્ટિને સ્નેહસલિલથી સ્નાન કરાવવા માંડયું, ત્યારે પ્રફુલ્લ વદને મેં વળી દ્વાર ઠેલ્યું.

કોકિલ સમા સાદે તેણે પૂછ્યું, "કોણ છે?" મેં ઉત્તર દીધો, 'પ્રિયત્તમે! "હું" તે "તું" જ.' ઉત્તરનો પ્રતિધ્વની પૂર્ણ થાય તે પહેલાં તો દ્વાર ઉઘડી ગયાં.

## લગ્ન

પ્રભુની પ્રભુતા જગતમાં નિરખી, સંયમ અને નિગ્રહના પાઠ શીખી, વિશ્વબંધુતા કુટુંબમાંથી જન્માવવી ને અર્પણ કરતાં શીખવું એ ગૃહસ્થાશ્રમના ઉદ્દેશ.

પતિપત્ની એકએકને ચરમા રૂપે છે, પતિપત્ની એકમેકને પ્રભુની પ્રતિકૃતિરૂપે, પ્રભુના પાઠવેલ પત્રરૂપે છે એમ જાણવું ને જીવનમાં ઉતારવું એ આ આશ્રમની સાધના: આ ઉદ્દેશ પાર પાડવા—આ સાધના સાધવાની જે દીક્ષા તે લગ્ન.

સુચિત

—પણ ઘણાં લગ્નોમાં, વર્ષોના સહવાસ પછી યે પૂરો પરિચય પણ સધાયો હોતો નથી. એ માટે સાચો પ્રયત્ન પણ થયો નથી હોતો. કારણ એ તો નહિ હોય કે લગ્ન એક સગવડભરી સંસ્થા થઈ રહી છે? કમાનાર પુરુષ—ઘર સાચવનાર અને સંતતિ ઉછેરનાર સ્ત્રી—કે પછી અંતરથી સમજી લઈ, એકએકને વેઠી લેતાં બે માનવપ્રાણી, જેમને પછી તો સાથે રહેવાની ટેવ પડી જાય છે.

આવાં—નિષ્ફળ લગ્નો સંસ્કૃતિપોષક નથી એટલું જ નહિ સમાજનાં ઉચ્ચ બળોના વિઘાતક છે.

—પણ વીણાના તાર જુદા છતાં તેમાંથી સંવાદી સંગીત ઉદ્‌ભવે છે ને?

તુલસી અને ગુલાબ સાથે સાથે કયારામાં ઊગ્યાં છતાં એક બીજાંને છાઈ ન દેતાં પ્રકૃતિસૌન્દર્યની કેવી અનુપમ ગાથા ગાઈ રહે છે!

તો બે બુદ્ધિમાન અને પ્રેમે હૈયું જેનું ધબકી રહ્યું છે એવા સ્ત્રી—પુરુષ સંવાદિતા સાધી ન શકે?

પ્રેમથી જોડાએલાં સ્ત્રી અને પુરુષ એક સાથે બેસીને સ્વપ્ન સરજે અને જીવે તો સંસારમાં સ્વર્ગ જ ઊતરે નહિ પણ તે સંસારને અમૃતરસથી ભરી દે, નવી જ સૃષ્ટિ નિર્માણ કરે.

# કોઈ એક પ્રલયકાળે

જગતના કોઈ એક પ્રલયકાળે હું ઉર્વીને આરે ઊભો હતો. દશે દિશામાંથી પવનના સુસવાતા મારત હતા. સૃષ્ટિનું સૌન્દર્ય તો ઝંઝાવાતે વીંખી નાખ્યું. વૃક્ષોનાં વૃક્ષો જડમૂળથી ઉખડી પડતાં, પર્વતો હાલી જતા, ધૂળના ગોટેગોટા આકાશે ચઢતા ને આંખોમાં પેસી જતા હતા. પણ એ સર્વને રંજાડતો, શોષતો મરુત તેના સર્વ સૈન્ય સહ કરાલ કાલ સમ ધસતો મારી સમીપ આવ્યો ત્યારે સમીરલહરીમાં પરિણીત થઈ ગયો. મને ઉડાડી દેવાને કે શોષવાને બદલે તે મંદમંદ હાસ્ય કરવા લાગ્યો.

પણ એવામાં દૂરદૂરથી સમુદ્રના હાથી જેવા જુવાળ જગતને આલિંગવા દોડી આવતા દેખાયા. ઘડીએકમાં પ્રાતઃ પહેલાનાં તમસ સમા એ મોજાંઓએ ઉર્વીને આલિંગનમાં સમાવી દીધી ને મારી ચારે ય બાજુ કિલ્લાના કોટ સમા વિચિ સિવાય કશું ય ન રહ્યું. પણ એ મહોન્મત્ત માતંગ સમાં નાચતાં કૂદતાં મારી સમીપ આવતાં, ત્યારે તો તેના જાણે કકડે કકડા થઈ જતા. બાલ સમું હાસ્ય કરતાં મારી પાદાંગુલી સાથ રમતાં ને ચુંબન દેતાં.

અને પછી કુંઈક કેટલાક કાળે, વર્ષોનાં વર્ષો વહી ગયા પછી યુગોના યુગો વીત્યા કેડે સૂર્યદેવનાં દર્શન થયાં. પ્રજાના પ્રાણપોષક એ સવિતાનારાયણને અર્ધ્ય દેવાં મારા હોડલાંમાંથી હાથ બહાર કાઢું ત્યાં તો તેણે ભયાનક સ્વરૂપ ધારણ કર્યું; એ બધું ય પાણી સુકાવી દીધું. મારા હાથ ખડબચડી ભોંય પર ભચકાયા. મારૂં વહાણ તો ક્યારનું ય કોઈ ખડક સાથે અથડાઈ ભાંગી પડયું હતું. મને જમીન દઝાડતી લાગી. પૃથ્વીના સૂર્યે સારા ય બ્રહ્માંડના સૂર્યોનું તેજ એકઠું કર્યું ને પૃથ્વીને બાળવા માંડી. ચારે ય દિશાએ ભડકા દેખાવા માંડયા. જમીન બળુંઝળું થઈ રહી. પણ હું–હું તો જ્યાં હતો ત્યાંનો ત્યાં જ રહ્યો.

આમ આ પ્રલયનું તોફાન કેટલો કાળ ચાલ્યું તે કોણ કહી શકે? પણ પછી તો ચારેય બાજુથી વાદળ ચઢી આવ્યાં. નજરે કાળાશ સિવાય કશું ય નહોતું ચઢતું. મેઘગર્જનાથી કાનના પડદા ફાટી જતા હતા; આકાશ જાણે હમણાં તૂટી પડશે એમ લાગતું. વજ્ર એ પડું, એ પડું કરતું હતું. વીજળીના ચમકારા આંખ્યોમાં પેસી જતા હતા આ બધા સરંજામ સાથે મેઘરાજા હાથીની સૂંઢ સમી ધારામાં પધાર્યા. દિગન્તમાં પાણી સિવાય કશું ય નહોતું દેખાતું. પૃથ્વી ડૂબતાં માણસની છેલ્લી ડૂબકી ખાતી દેખાણી, પણ હું તો પ્રલય ઘમસાણ પર હોડલાંની જેમ તરતો હતો.

# अतिथि देवो भव।

સુવર્ણરંગભરી સાડી સજેલ સલુણી ઉષાસુંદરીનાં પગલાં સૃષ્ટિને ઉંબરે સંભળાણું ન સંભળાણું ત્યાં તો મારી વાટિકામાં કોકિલ કૂજન સમો સાદ સંભળાયો ને તે સુન્દરીકુલની અવંતસ અને ભાવશોભનાની મૂર્તિ મારી સમીપ આવતી દેખાઈ.

એ આવીને મારી ઓસરીમાં બેઠી. બેઠી અને હસી. એ હસી ત્યારે તો જાણે મારાં આંગણાંમાં મોતી વેરાયાં ને રસની રંગોળીઓ પુરાઈ.

હું મારા ઓરડામાં બેઠો બેઠો વિચારવા લાગ્યો. **अतिथि देवो भव**–અતિથિ આવ્યા એટલે દેવ આવ્યા. તેના સ્વાગત માટે ફૂલવાડીમાં ફૂલ લેવા ગયો.

શિરીષ પાસે ગયો તો તે રસવેલડી કરતાં કોમળ ન લાગ્યાં, ગુલાબ મારી ઉષાનાં કપોલ કરતાં જરા યે મધુરાં ન લાગ્યાં. જે ફૂલની ફોરમ રોજ મને પ્રમોદતી તે આજે તો તેને જોઈ શરમાઈ ગઈ, લજ્જાથી લચી જતી લાગી.

હું ફૂલવાડીમાંથી પાછો ફર્યો. મારી ગરીબાઈની મને શરમ આવી. મને શરમાતો જોઈ તે પ્રફુલ્લ પોયણી સમી બાળા બોલી, ‘ ઓ, રસ પ્રેરતા રસદેવ! શું તારા સ્નેહ સરોવર સુકાયાં કે ગયો પુષ્પો વીણવા વાટિકામાં? શું તું ભૂલી ગયો કે પ્રેમની પ્રતીતિ કરાવવા આદરને જરા ય અધિકાર નથી ? ’

મને મારી ભૂલ સમજાઈ. વળી હું શરમાયો ને અતિથીને સ્નેહસલિલથી અર્ઘ્ય દીધાં, પ્રેમ પુષ્પથી પૂજ્યાં ને અંતરના આંગણામાં પધરાવ્યાં.

# સ્વપ્નદ્રષ્ટા

સ્વપ્નાં સાચાં પડતાં હશે ?

સ્વપ્નદ્રષ્ટાઓ ન હોત તો આજનું જગત કેવું હોત ? એક દિવસ ચમત્કાર જેવી લાગતી અનેક ઘટનાઓ સ્વપ્નસેવીની સૃષ્ટિ નથી ? જગતના તખ્તા ઉપર એક સ્વપ્નદ્રષ્ટા આવે છે, એક વિચાર સેવે છે ને માનવતાને ચરણે ધરે છે. જનતા એને મૂર્ખ માને છે. એ વર્ષો સુધી પાગલ પેઠે એનાં સ્વપ્નાં સેવતો, એકાદ ધન્ય ક્ષણે, એનું સર્જન સૃષ્ટિ પર ઉતારે છે ને જનતા એને એનો ઉદ્ધારક માને છે. જગતના કીર્તિમંતોમાં એનું સ્થાન નિશ્ચિત થાય છે.

સ્વપ્નદ્રષ્ટાઓએ આજની દુનિયા ઘડી છે. આજનાં સુખ, સગવડ, આજની માનવીની પ્રકૃતિ પર વિજય મેળવતી ફલાંગો, ગરુડ શી આકાશગતિ, એ કોઈ એક કલ્પકને આભારી નથી ?

કાળના પગથિયાં ઉતરીને જોઈએ તો પેલો આર્કીમિડીસ નહાતો દેખાય છે. નહાતાં નહાતાં એનાં માનસચક્ષુ સમક્ષ સઘનતાનો ( Specific Gravity )

મર્મ મૂર્તિમંત થાય છે ને જગતને દોડીને, પોકારીને એ કહે છે. ગેલિલીઓ સનાતન સિદ્ધાન્તો શોધે છે ને એને સિરપાવમાં જુલમ અને યંત્રણા સહેવાં પડે છે. એનું જીવન જોખમાય છે. બાગબગીચાનાં ફૂલો ધાર્યા રંગ ધરે છે, અનુપમ સુગંધી આપે છે, ફાલે છે ને ફૂલે છે; પ્રાણીની ઓલાદ સુધરે છે. કેવી રીતે? એક અજાણ્યા ધર્માધિકારીએ, ચર્ચના બગીચામાં વહેલી સવારે કે રાત્રિએ ઉજાગરા વેઠીને, ઘડેલાં સ્વપ્નાં ને એ અનુસાર નાના નાના છોડ ઉપર કરેલા અખતરાને તે આભારી છે. એક સુથારનો છોકરો સામ્રાજ્યનું સ્વપ્ન સેવે છે ને યુરોપને અકળાવે છે.

એક રાજકુમાર દીન, દુઃખી, દરીદ્રીને જોઈ કંપી ઊઠે છે. રોગ અને મૃત્યુની પીડા વિદારવાના, માનવ-જાતિને નિર્વાણપંથ દાખવવાના સ્વપ્નાં એને આવે છે. સ્વપ્નઘેરી આંખોએ તમતમતા તારાના પ્રકાશે નિજ મહેલ અને રાજધાની છોડી દૂર દૂર એનાં સ્વપ્ન મૂર્તિમંત કરવા એ મહાભિનિષ્ક્રમણ કરે છે ને સંતપ્ત માનવજાતિને પરમ શાંતિ લાધે છે.

આજની પ્રગતિ, આજના ઉત્પાત—આજનું જગત અનેક સ્વપ્નદ્રષ્ટાની સરજેલી સૃષ્ટિ છે. તેનાં સ્વપ્નાં મૂર્તિમંત થશે તેની તેને શ્રદ્ધા હતી—કે તેની ધારણા કરતા ય જગત જુદી જ રીતે કૂચ કર્યે જાય છે?

સમર્થ કલ્પક જબ્બર ક્રાન્તિકાર છે. એનાં સ્વપ્નાં એ સરજીને રહી નથી જતો. એ મૂર્તિમંત કરીને અટકતો નથી. પણ ભાવિને યે ઘડે છે. એને માનવજાતિને છે તેનાં કરતાં વધુ સુખી, વધુ સમૃદ્ધ જોવી છે. એને સૃષ્ટિ ઉપર સ્વર્ગ ઉતારવું છે.

—પણ એને માનવીને સુખી કરવો છે તેને બદલે માનવી જાતે જ એ માટે પ્રયત્ન કરે તો? આજનો માનવી નિજ જીવનમાં થોડી કલ્પના, થોડાં સ્વપ્નાં, થોડી નિસ્પૃહતા કેળવે તો! અનેક સ્વપ્નશિલ્પીની કૃતિ વેડફાતી બચી નહિ જાય? અહિંસાનું સ્વપ્ન, એક બુદ્ધ, એક મહાવીર કે ગાંધીજી જુએ તેને સ્થાને અનેક માનવો તે જોતાં—જીવવા પ્રત્ન કરતાં હોત તો? ટૉલ્સટૉય ને લેનિન જીવનમાં શ્રમ ને સમૃદ્ધિની સમરેખાનાં સ્વપ્ન જોતાં કાળના ગર્ભમાં ગોઠવાઈ જાય છે છતાં વર્ગવિગ્રહ, ક્ષુધાર્તોની વેદનાચીસોના ભણકારા અવિરામ સંભળાય છે. સામાન્ય માનવી પણ સ્વપ્નશીલ હોત તો એ કાળભેરીના પડઘા જુદી જ રીતે સંભળાત, નહિ?

કહે છે માનવી પોતાની સૃષ્ટિ સરજે છે. એ એનું જગત રચે છે. જો એ ખરું હોય તો તે વધુ સમૃદ્ધ નિર્મી ન શકે? એ પોતાનો થોડો સ્વાર્થ, સંકુલતા સંકેલી લઈ, વિશ્વમયવૃત્તિ સેવે તો? થોડી કલ્પના મેળવે તો! થોડાં સ્વપ્નાં સરજે તો!

# વક્રદૃષ્ટિની નોંધપોથીમાંથી

કેટલી પામરતા! જગતના માનવ માત્ર સ્વાર્થી! એના એકેએક સંબંધ સ્વાર્થ પર રચાએલા–પછી એ સ્વાર્થ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાં ન હોય?

આથી જ જગત જરા જેટલો સ્વાર્થ વેગળો મૂકી પરમાર્થ કરનારને નમે છે. આથી જ ત્યાગની મહત્તા મનાઈ છે; સ્વાર્થને પરમાર્થમાં વિલીન કરનારની ચૂંબક જેવી અસર થાય છે.

ધર્મે ત્યાગ – વૈરાગ્યની મહત્તા સ્વીકારી; એનાં પ્રતીક રૂપ સાધુસંન્યાસી બનાવ્યા. એમાં જ ધર્મનું સાફલ્ય સમાયું. ધર્મ, જે સ્વાર્થને પરમાર્થમાં પરિણમાવે કીટમાંથી ઉદ્‌ભવતા ભ્રમરની જેમ તે સાચો ધર્મ છે, તે ચિરસ્થાયી થઈ રહે છે.

જીવનસાફલ્ય- સાચી માનવતા પળેપળ પરમાર્થમય કરવામાં છે ને.

પ્રેમ એ કવિની કલ્પના કે અન્ય કાંઈ? 'સ્નેહનાં જાદું' એ નવલકથાકારોએ વાચકોને રોમાંચ અનુભવવા જોડી કાઢેલા અદ્ભુત કીસ્સાઓ જ ને? એવા કોઈએ ક્યાંય ભાળ્યા છે?

પ્રેમ–સ્નેહ, સ્વાર્થ પર રચાયલા ક્ષુદ્ર સંબંધો અને વિનિમયો છુપાવવાના પોકળ શબ્દો તો નહિ?

ત્યારે લગ્ન, પ્રેમની પરમ ભાવના નહિ? લગ્નસંસ્થા લોકમાન્ય કેમ થઈ? લોકનાયકોએ સમાજવ્યવસ્થામાં મહત્ત્વનું સ્થાન શા માટે આપ્યું?

લગ્નસંસ્થા લોકમાન્ય થઈ અને સ્વીકારાઈ જેથી માનવ સુલભતાથી એની દેહવાસના પોષી શક્યો. એની અમર્યાદ દેહવાસનાને બંધન રહ્યાં નહિ. ને એનું આગંતુક પરિણામ–સંતતિ માટે શોધી કાઢ્યું, 'પુત્ર વિના સ્વર્ગે ન જવાય' પણ એ પરિણામ અપરૂપ સંતતિનિયમનમાં સધાયું. ને આમ આર્થિક સંકડામણના પ્રશ્નનો નિવેડો આણવા પ્રયત્ન થયો, વિષયલોલુપતા સાધીને.

પણ માનવ તો પ્રભુની પ્રતિકૃતિ છે, નહિ? એનામાં ત્રિમૂર્તિનાં દર્શન થાય છે! કેમ નહિ? જોયો છે ને એને બ્રહ્મા સમો પ્રજોત્પત્તિમાં કુશળ, મહાદેવ સમો માદકપ્રિય ને વિષ્ણુસમો લીલાપટુ.

પ્રતિષ્ઠિત – પૈસાએ, ઉંમરે, અધિકારે–એક વખત પ્રતિષ્ઠાસંપન્ન થયા પછી, તો એમનો આગલો ઇતિહાસ ભુલાઈ જવાનો અને એ જાણે પૂર્ણત્વ પામ્યા હોય, સૌ પર આધિપત્ય ભોગવવાનો પરવાનો ધરાવતા હોય એવા શાણા, માનવંત માનવી ગણાવાના.

જેના વિના ચલાવી શકાય એમ નથી જ એને માટે મધુર, કર્ણપ્રિય સંબોધનો શોધી કાઢીએ છીએ, એમાં અનેક ગુણો આરોપીએ છીએ. પછી ભલે ને એ જુગુપ્સા ઉત્પન્ન કરે એવું ય કદાચ હોય!

મહત્વાકાંક્ષા–મહેચ્છા એટલે લોકહૃદયમાં વસવાની વાસના. એ વાસનાની સફળતા દંભ અને આત્મ-વંચનામાં નથી પરિણમતી? અને નિષ્ફળતાનો અર્થ જીવંતમૃત્યુ! એ સફળતા આણે છે માન, કીર્તિ અને લક્ષ્મી–જે ઘણીવાર બને છે આત્મમૃત્યુનાં કફનો!

છતાં મહત્ત્વાકાંક્ષા વિના માનવીની પ્રગતિ નથી. સાચી મહત્ત્વાકાંક્ષા માનવીને માનવેન્દ્ર પણ બનાવે.

એક કહેવત હતી "ભિખ માંગતા ન આવડે તો વૈદું કરતાં શીખ." અને વૈદું એ ઉમદા વ્યવસાય–Noble profession મનાતો.

આજનો કોઈક અનુભવી આ કહેવત આમ કહી જાય તો નવાઈ નહિ; 'કશો ધંધો ન સાંપડે તો તંત્રીપદું શીખ.'

કારણ:—

તંત્રી = હળદરને ગાંઠીએ ગાંધી અને
વિદ્વાન તંત્રી = ગાંધીવૈદું કરતો વૈદ્ય.
એવું કેટલીકવાર નથી બનતું?

ઘર—

યુવતીઓનું કેદખાનું, ગૃહિણીનું કારખાનું, ગૃહસ્થની ધર્મશાળા, સ્નેહીસંબંધીઓ માટે મફતીઆ વીશી.

કાયદાનું અસ્તિત્વ દર્શાવે છે કે આપણે દૈવી જીવન જીવતાં નથી.

અનુભવો = નિષ્ફળતાની પરંપરા.
બાધા-આખડી = દેવદેવીઓ સાથેનો સોદો.

હલાહલ વિષ તો નીલકંઠ જીરવી શકે. સામાન્ય માનવીનું એ ગજું નહિ.

અનેક ઉજાગરા વેઠીને સેવેલાં સ્વપ્ન વિનાશ

પામતાં કોઈ નિરસ થઈ જાય તો નવાઈ નહિ.

જેના માર્ગમાં કૃતઘ્નતાના કાંટા છવાયલા છે, જેને વાગ્યા છે ને વિશ્વાસઘાતનાં વિષ પ્રિયજને પાયાં છે, તે બીકણ થઈ જાય તો તેને દોષ દેશો?

અને તેને નિરાશાવાદી કહેશો, જે કહે છે, 'લોહીનું પાણી કરીને ઘડેલી યોજનાઓ, ફળીભૂત થવાની અણીપર આવીને વેડફાઈ જતી તમે જોઈ નથી; કિનારાની કોર જોઈને તમારૂં વહાણ વમળે ચઢી ગયું નથી; સવળા ફેંકેલા દાવને છેક છેલ્લી ઘડીએ ઊંધા થઈ જતાં જોયા નથી; વિધિના નિષ્ઠુર હાથે તમારો ફાલ્યો-ફૂલ્યો બગીચો, પળમાં ખેદાન-મેદાન થતો જોવાનું તમારે માટે સરજાયું નથી.'

પ્રિયતમ !

વર્ષોના વાવાઝોડા સમા વંટોળમાં મારા નાના કોડિયાની વાટ ઓલાઇ જતી લાગે છે.

એ ચારે તરફથી સૂસવાટા મારતા પવનથી બચાવવા, દીપકને છાતી સરસો રાખી, ઉપર ઊડી જતો પાલવ ઢાંકવા પ્રયત્ન કરૂં છું.

ને એક ડગમગતું ડગલું ભરૂં છું.

—પણ અંધકાર વચ્ચે, કર્દમભૂમિમાં લપસી જતું એક એક પગલું પણ યોજન ડગભર જેવું લાગે છે.

એ દિશાવિહિન અનંત લાગતો પંથ કાપવાને ધ્રુવતારક સમી એક શ્રદ્ધા હતી કે ક્યાંક તારો કૃપા-કટાક્ષ પામીશ !

અનેક જીંદગીઓ ન્યોછાવર કરી નાખું—જો તારૂં સ્મિત મારી દૃષ્ટિ સમીપ સતત રમતું રહે તો.

પવનની લહરીએ નાચતા છોડને જોઈ તણખલું ભારેખમ થઈ બેઠું હતું. પણ પવનની જોશભરી લહેકી વાઈ અને તણખલાને પોતાનું ભાન થયું. એ જરા સળવળીને બેઠું થયું.

એવામાં વાવાઝોડું આવ્યું ને તેની સાથે રાસ રમતું તણખલું ઊડીને ક્યાંક ચાલ્યું ગયું.

ઝાડ, પાંદડાં ને છોડ તેને હસી રહ્યાં.

ઘડીક જંપીને વળી ત્યાંથી ફરી ઊડયું. સંસ્કૃતિ-વાહક પરિવ્રાટની પેઠે એ ભ્રમણ કરતું દૂર દેશ જઈ થોભ્યું.

ગ્રીષ્મને અંતે ઉપહાસ કરનારા કેટલાય છોડ સુકાઈ ગયા.

તણખલું ઊડીઊડીને ક્યાંક નિઃશેષ થઈ ગયું.

પણ જ્યારે વર્ષાએ પૃથ્વીને અમીરસ પાયો ત્યારે જ્યાં જ્યાં તણખલું બેઠું હતું ત્યાં ત્યાં રસ અને તાઝગીભર્યા નવીન છોડ ઊગી નીકળ્યા.

સૌ સૌને સ્થાને મહાન છે.

સૂર્ય કરતાં કોઈ વધુ પ્રકાશવંત નથી છતાં રાત્રે તો નાનકડો દીવો જ અંધકાર દૂર કરે છે.

રાજા રાજ્યસત્તા અને તેનાં ઐશ્વર્યથી મહાન છે તો ત્યાગી–તપસ્વીના તપનું તેજ ઓછું નથી. તેનાં ચરણોમાં માંધાતાના મુગટો નમે છે તો કોપીનધારી કો આત્મનિષ્ઠને તે વંદન કરે છે.

માનવીને જંપવા ન દે એવા ત્રણ શબ્દો છે: ક્યાં? કોણ? અને કેમ?

આ શબ્દો અસંતોષ જગાવે ને જારી રાખે તો એ અસંતોષને સંકોરતો ચોથો શબ્દ માનવીની આરામની પળો હરી લે છે.—'ક્યારે'?

ને એ ચાર સ્તંભ પર ઘણીવાર માનવીની મહત્તાનું મંદિર ચણાતું નથી?

મહત્તા તેની થઈ રહે છે જેની પાસે સાચદિલી અને પ્રયત્ન છે.

પણ જે પળેપળ સરવાળા–બાદબાકી કરે છે તેને તો મહત્તાનો પડછાયો મળે છે.

અભિમાન ગાળી નાંખવા જેવું છે છતાં અભિમાનની ભૂમિ નક્કર હોય–સિદ્ધિ અને સાધને તો તે અવનતિ અટકાવે. સાત્ત્વિક અભિમાન ઉન્નતિ યે કરે.

તો પણ અભિમાનથી માણસ ફૂલે ત્યારે ફુગ્ગા જેવો લાગે છે, ઘડીભર ચળકાટ પણ દેખાડે.

અને મિથ્યાભિમાનીને પાણીના પરપોટા સાથે સરખાવી શકાય નહિ, જે પર પ્રકાશમાં ઈંદ્રધનુષના સપ્તરંગો ધરે છે ને છલાછલ જળભર્યા લાગે છે.

સામાની દૃષ્ટિથી જોવા અને તેનું દૃષ્ટિબિંદુ સમજવા પ્રયત્ન કરીએ તો જગતના અડધા ઉપરના કલહ દૂર થઈ જાય.

માનવીનું મૂલ્યાંકન તેને મેળવેલી સફળતા નિષ્ફળતા પરથી અંકાવાને બદલે તે માટે લીધેલો શ્રમ, તે પાછળનો તેનો હેતુ, તેની નિષ્ઠા ને તેના ધ્યેય પરથી થવી જોઈએ.

સફળતા–નિષ્ફળતા ઘણીવાર અકસ્માતનું પરિણામ નથી હોતા?

સંજોગવશાત મળેલી નિષ્ફળતા, નિઃસહાયતા જીવનમાં કટુતા, વક્રતા અને કેટલીક વખત તો થીજી નાંખે એવી નિરાશા પ્રેરે છે.

એ અનુભવની જેટલી માનિસક તીવ્રતા તેવા ને તેટલા તેના સમાજમાં પ્રત્યાઘાતો. સમાજની અનેક વિકૃતિઓ એમાંથી તો નહિ ઉદ્ભવતી હોય?

આ આટલા બધા નિઃશ્વાસો અને બેકદરદાની, વિશ્વાસઘાત, કૃતઘ્નતાની ફરીઆદો કેમ સંભળાય છે?

નિષ્ફળ માણસનું એ બચાવનામું છે કે માનવસત્ત્વ ઓસરતું જાય છે?

– કે ક્ષુલ્લક સ્વાર્થ પર રચાએલા સંસારનો એ સ્વભાવ છે.

તેથી સાચી માનવતા માટે આટલો પોકાર થતો હશે?

આગળપાછળનું જગત આપણું સજન નથી?

પ્રિયતમાનો એક શબ્દ સાંભળવા મળે !

એ માટે—જીવનનો સમસ્ત કોલાહલ શાંત કરી દઈ વાટ જોતો બેસી રહેવા તૈયાર છું.

જીવનની પળેપળ વેડફી નાખવાને વાંધો નથી – એ એક – એક જ શબ્દ માટે.

‘અરે, મુરલી ! મને તારી અદેખાઈ આવે છે. કેવા સુંદર સ્વર તું કાઢે છે ! કનૈયાના સાનિધ્યનું સૌભાગ્ય તારા જેટલું તો ગોપીઓને યે મળતું નથી. તેનું રહસ્ય નહિ કહે ?’

મુરલીએ મંજુલ સ્મિત કરી કહ્યું, ‘હું તો પોલી છું. મારૂં પોલાણુ ગાયકના પ્રાણુથી ભરી દઉં છું. એનું પ્રેરેલું ગીત ગાઉં છું....

ત્યાં તો કોઈએ કટાક્ષ કર્યો, ‘એવું પોલાણુ અને અન્યને એવું સમર્પણુ તો....

‘તો....તો....’ અધિરાઈથી મુરલીએ જવાબ દીધો, ‘એ રહસ્ય તમને નહિ સમજાય. એ ગૂઢ રહસ્ય એની પાછળ રહ્યું છે.’

‘ગિરિરાજ ! આટલો ઉત્તુંગ છતાં આવો હૈયાહીણો કેમ દેખાય છે ?’

‘મારા અંતરની અંદર જરા ય અવકાશ નથી.’

'અને સરિતા ! આવા મધુર કલકલ નિનાદે શી રીતે સતત તું વહ્યાં કરે છે ?'

'મારૂં હૃદય વિરહથી વ્યાકુળ થઈ રહ્યું છે એટલે શી રીતે અટકું ?'

મારી આંખોમાં એવું તે શું આંજ્યું છે કે હું એનાં જ દર્શન કરૂં છું.

રાત્રિ એના વાળના ગુચ્છા સમી લાગે છે.

એ એક કરુણતા છે કે રોજ-બ-રોજ જીવાતી ક્ષુલ્લકતા પણ જોઈ શકાતી નથી—

ભીંતો પર લટકાવેલાં ભદ્દાં ચિત્રો સૌન્દર્યદૃષ્ટિને વિકૃત કરે છે ને અજબ જેવા ભાવ પ્રેરે છે છતાં આપણે ફોટા ટાંગી રાચીએ છીએ ને આપણી સૌન્દર્યપિપાસા અને કલાપરખ વખાણીએ છીએ.

ઘરમાં રાચરચીલું જાણે ખડકવામાં જ મોટાઈ અને સમૃદ્ધિ માની આંતરદરિદ્રતા પોષીએ છીએ.

તેનાં પર અને આસપાસ જામતી ધૂળ આપણી સ્વચ્છતા કેવી છે તે બતાવે છે છતાં પવિત્રતાનો ડોળ ધરીએ છીએ.

ઘણીવાર વિચારોનું શોધન થઈ શકતું નથી, સાચદિલી પ્રયત્ન છતાં–વિચાર અને વાચાની, વાણી

અને વર્તનની એકતા સાધી શકાતી નથી. તેથી થતો સંતાપ, તે માટેની મથામણમાં કેટલી શક્તિ વેડફાઈ જાય છે? એથી જીવનમાં વિષાદ, નિરાશા ને શૂન્યતા છાઈ રહે છતાં તે જીવન નિષ્ફળ અને દંભી મનાય!

—જ્યારે વિચારો ભેળા કરી, ધાણી ફૂટે એમ ફાવે તેમ રજુ કર્યા જવા; વિચાર એક, વાણીમાં બીજું, વર્તન તેથીયે જુદું—અને તે સર્વની એકતા બતાવવા દંભનો ઓછાયો ઓઢનારા પ્રગતિના પ્રેરક હોવાનું માની-મનાવી પણ શકે!

જીવનનું ગૂઢતમ રહસ્ય શ્રમથી જ ઉકેલી શકાય છે.

શ્રમ—મજૂરી એ તો મંદભાગ્ય છે એમ માનનાર તે કમનશીબીને શ્રમના પરસેવાથી ખુશનશીબીમાં ફેરવી શકે છે. કપાળ પર લખાયેલા એ લેખ પરસેવો લૂંછતાં લૂંછતાં ભુછાઈ જશે.

શ્રમ એ જીવનની કવિતા છે. પ્રકૃતિએ માનવીને જન્મ આપી જે આશા માનવી પાસે રાખી હતી તેને તે શ્રમદ્વારા સફળ કરી રહ્યો છે.

શ્રમ વિનાનું જીવન એટલે નિરસતા જ નહિ પણ પળેપળ આત્મઘાત પ્રત્યે પગલાં.

શ્રમ એટલે મજૂરી નહિ. મજૂરો શ્રમ કરે, મજૂરી કરે. પણ જે રસ લઈને શ્રમ કરે—તેમાંથી

જીવન મેળવે તે કારીગર, પછી તે કાર્ય ગમે તેવું હલકું મનાતું હોય કે પ્રતિષ્ઠિતતાની છાપવાળું હોય.

કલાકાર શ્રમ કરે—તેની સાથે એકતા સાધી, સૌંદર્ય જીવનમાં ઉતારવાને.

આત્મનિષ્ઠનો શ્રમ, દેખાતી નિષ્ક્રિયતા નીચે છુપાયેલો શ્રમ–પરમ શાંતિ પ્રાપ્ત કરવાને અને શાંતિ પ્રસારવાને.

તે દિવસે શ્રાવણના શુકલપક્ષનો બીજો દિવસ હતો.

તે સંધ્યાએ બીજલેખાનું, આત્મદર્શનની જ્યોતિ જેવું દર્શન થતાં હું મેદાનમાં દોડી ગયો. આગળપાછળના લોકોને મેં કહ્યું, 'આકાશે કેવી સુંદર ચંદ્રરેખા ઊગી છે. જાણે ધૂર્જટીની જટાપરની બીજરેખા'

કોઈએ કહ્યું, 'અમને તો દેખાતી નથી. અહીં તો વાદળાં જ છે. આ ચોમાસામાં તે વળી બીજચંદ્રના દર્શન થતાં હશે?'

બીજા બોલ્યા, 'એ ભ્રમ છે, ચંદ્રદર્શનની આટલી ધાંધલ શી?'

થોડા એ સુભગ દર્શનમાં રાચવા લાગ્યા.

કેટલાક કોલાહલ કરતા કહેવા લાગ્યા–એ રેખા હવે તો અદૃશ્ય થવા આવી હતી ત્યારે– 'ઓ....હો ....અમે એ જોઈ શકીએ છીએ, કેવી સુંદર છે!'

—'પણ આજે બીજ ક્યાં છે કે વળી બીજનો ચંદ્ર હોય?' કેટલાક ઉપહાસ કરવા લાગ્યા. તે સાથે પાછળથી જોઈ શકનારા પણ ભળ્યા ને એ સૌ મને પાગલ ગણી ચાલ્યા ગયા.

સિદ્ધાન્તવાદી હોવાનો ડોળ માણસ કરવા માંડે કે તે ધ્યેયની નજીક જવાને બદલે હરપળે દૂર ને દૂર જતો જાય એમ નથી બનતું?

સિદ્ધાન્તને આડંબરનો ઓપ આપવા જતાં સિદ્ધાન્ત સરી જઈને તેનો પડછાયો માત્ર રહેતો નથી?

જીવનમાં દંભને પ્રવેશવા દેવો એટલે શયતાનને માટે જીવનની બિછાત બિછાવવી.

ભરતી ટાણે કિનારા પરની રેણુઓ સાગરના કાનમાં કહે છે, 'કેવું ધીર ગંભીર સંગીત છે. એ અમને લખી લેવા દો.'

સાગર ખુશ થઈ રેતી પર, તરંગથી કવિતા આલેખે છે. પણ આકાશની ભવ્યતા જોઈ રેતી પરની કવિતા ભૂંસી નાખે છે ને શરમથી ઓટમાં એ ક્યાં નો ક્યાં, તેની લેખન જેવા મોજાં લઈ ચાલ્યો જાય છે. ×

× સુચિત

એક જ પ્રસંગે-જે પ્રસંગે જરૂર જણાતા પાછાં પગલાં ન પડે,-એક ડગ આગું ભરાય !

એટલી શક્તિ યે જુગજુગથી લેવાતાં જન્મોમાંથી આ માનવ અવતારે નહિ મળી હોય ?

મારો નાનકડો દીવો કોઈ ચેતાવી આપશો ?

દીવાની વાટ સંકોરીને બેઠો છું. થોડો દેવતા મળી જાય તો !

એક વખત હું શ્મશાનમાં ગયો હતો. ત્યાં કલરવ નિનાદે વહેતી નદીમાં માતાનું સૌન્દર્ય દેખાયું, તેનો મંજુલ સ્વર સંભળાયો.

ઝરણા પર ઝુકી રહેલાં ઝાડમાં પિતૃની છાયા જોઈ.

ભડકે બળતી ચિતાની શિખામાં પૂર્વજોની આકૃતિ ઊંચે ચઢતી જોઈ. એ અદૃશ્ય થતી અગ્નિશિખામાં અનુજો ભળતા દેખાયાં. પૂર્વજો અને અનુજો એક એક સાથે ભળી જતાં, અનંત રાસ રમતા હતા.

મારા શરીરમાંથી પુદ્‌ગલો અવિરતપણે ચાલ્યા જતા હતા. તેને, વાતાવરણમાં ભળી જઈ નાચતાં જોયા.

તે અંતિમ ટાણે એક વાસના મૂર્તિમંત થઈ રહી.

મારૂં જીવન ઝરણું બની રહે, જેને આરે હું ને તમે સૌ કોઈ પાણી પીઆ કરે.

ઝરણુ અને પીનાર વચ્ચે એવી કડી રચાઈ રહે કે કોઈ તરસ્યું રહે નહિ, છતાં પાણી ખૂટે નહિ. અને ઝરણુ અને પીનારનું વહન સતત રહે. ×

અને હવે અંતિમ ગીત તમારે સાંભળવું છે?

પણ સંપૂર્ણ ગીત તો મૌનમાંથી ઉદ્ભવે છે. અંતરની ભાષા મૌન છે અનંતનું સંગીત મૌન છે. પ્રકૃતિનું અનાહત ગાન મૌનની માંડણી પર બેઠું છે.

છતાં માનવીની અહંતા ગીત રચવા પ્રયત્ન કરે છે. એ....પીપુડી લઈ ચાલ્યો ને એક નાની શી વાંસની કાણાં પાડેલી ભૂંગળી અને જરા ફૂંકે સંગીત ઉપજાવવા મથે છે.

તો ચાલો ને એ શક્તિ મેળવવા મૌનની અગાસીએ. આ જલ્પતાથી હીણું થતું જીવન, મૌનના પ્રાણવાયુથી ભરી લઈએ.



× સૂચિત

